પુસ્તક નામે.

# શીખામણનું સરબત. અને

# સુખી જીવન.

---

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

પરીખ. ચીમનલાલ મોહનલાલ.

નિવાસી નડીઆદ ( નાગરકુઈ )

જુદકે જોડા.

પ્રત ૧૦૦૦ આવૃત્તિ ૧લી સને ૧૯૨૦

કીમત. ફક્ત ૦-૧-૦

---

નડીઆદ ધી શારદા વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં
શા. હરજીવનદાસ અમરસીંગે છાપી.

# ફેશનનો ફટકો.

અરે ઓ કળીયુગની પુત્રી, હવે પાતાળ પેસી જા;
અરે ઓ ફાંકડી ફેશન, હવે તો હીન્દમાંથી જા.
અમારાં અંધ નયનોથી, તને દેખી નહી શકતા;
વરી તું વહાલથી અમને, બનાવ્યા સર્વને ચેલા.
રહ્યું ના કોઈપણ બાકી, ફસાયા તુજ ફંદામાં;
ખુબી તેં ખુબ કીધી છે, ધરીને જન્મ કળીયુગમાં.
રહીને અંતર વાસે તું અમોને તુંજ શીખવતી;
'જુના રીવાજ ત્યાગી દો, સુધારાના બનો સાથી.'
ભણાવી વિદ્યા ઘણી સારી, સુધારો તેંજ દેખાડયો;
હોય જો બાપની મીલકત, તમો આનંદે ઉડાવો.
નવીન વસ્તુઓ દેખીને, અમોને પ્રેરણા કરતી;
કરાવે પાણી પૈસાનું, તને પરવા નહી તેની.
કર્યો જો સંગ તારો તો હવે; પસ્તાવો અમે કરતા
બન્યા હાથે કરી ઉલ્લુ, વધુ નિંદા નથી કરતા.
અનુભવ ખુબ લીધો છે, હવે સોબત છોડી જા;
નથી તારી કંઇ પરવા, હવે તો હીન્દમાંથી જા.
અરે ઓ જોગમાયા તું, હવે પાતાળ પેસી જા;
અરે ઓ ફાંકડો ફેશન, હવે તો હીન્દમાંથી જા.

# દુઃખનું કારણ.

હિંદની દરીદ્રતાનો લાભ કોણ લેછે ? હિંદના કુસંપનો લાભ કોણ લેછે ? જાપાન તથા અમેરીકા જેવા મહાન દેશો,! કારણ હિંદુસ્તાનમાં તે દેશ જેવા, હુન્નર ઉદ્યોગ નથી, તે દેશના જેવા સંપ નથી તેથીજ, તે લોકો જેવા આપણે ઉદ્યમી નથી, આપણે સર્વ આળસુ થઈ બેસી રહીએ છીએ.

કારણ આપણ સર્વને હરામ ચસકો પડયો છે, હરામ ચસકો કયો. આપણને જોઈએ ચીજો જોઈએ છીએ તે સર્વ તૈયાર મલે છે. તેથીજ આપણને કંઈ સુજતું નથી, શું તે દેશ લોકો છે ? ના તે પણ આપણા જેવાજ બે હાથ પગ વાળા માણસ છે. ત્યારે તેમનામાં આટલી શક્તી શા કારણથી, દરેક ચીજની ખોળ કરવાથી, યુરોપ જેવો મહાન દેશ પણ અગાઉ જંગલી અવસ્થામાં હતો. પણ તેઓએ દરેક ચીજની શોધ કરી દરેક ચીજો બનાવી આગળ વધ્યા, અને આજે તેમની દુનીયામાં જાહોજલાલી છે, તેનું કારણ, તે દેશમાં એકત્રતા, હોવાથી, બીજું તેમનામાં આળસ ન હોવાથીજ. અમેરીકામાં એક સાધારણ માણસ મોટરમાં ફરેછે, અમેરીકામાં એક ગરીબ માણસ મહીને ચારસો પાંચસો રૂપીઆ પેદા કરે છે. તો શું આપણે માણસ નથી? આપણામાં બુદ્ધી નથી? છે, તો તે લોકોના જેવાજ, એકસંપી, ઉદ્યમી બનો, હીંદમાં યુરોપના જેવા હુન્નર દાખલ કરો, આળસ

લજ્જદેશો. તેજ તમારે તથા તમારી ભવિષ્યની પ્રજાને સુખી જીવન ગાળવાનું ફક્ત આજ પગથીયું છે.

તમારા દેશમાંથી કરોડો રૂપીઆ પરદેશમાં ગયા. દરવરસે લાખો રૂપીઆ હજુ જાયછે. ને હવે પછી હિંદના માટે કંઈ ઉપાય નહિ લેવાય તો હિંદ નીરમાલ્ય ધન ધાન્ય વિનાનું થશે, દિવસે દિવસે નાણાંની તંગી પડવાનું કારણશું હિંદનો પૈસો પરદેશમાં જાયછે તેજ.

ભાઇયો! આપણે દુઃખી શા કારણથી છીયે? આપણે દુઃખી હોવાનું કારણશું? આપણા દેશમાંથી પરદેશીઓ દર વરસે, કરોડો રૂપીઆ પોતાના દેશમાં લઇ જાયછે. તેઓ પોતાના દેશમાં તરેહ તરેહ વારનું કાપડ તથા બીજી અનેક વસ્તુઓ તૈયાર કરી આપણા દેશમાં મોકલેછે, અને તે ચીજો આપણે ઘણા ઉમંગથી ખરીદ કરીએ છીએ, આવી રીતે આપણા દેશમાંથી દર વરસે કરોડો રૂપીઆ પરદેશમાં જાયછે. તો આપણે શા ઉપાય લઈએ તો આપણા દેશમાંની લક્ષ્મી દેશમાં રહે. તેનો ઉપાય ફક્ત એકજ છે, આપણે કોઈપણ જાતનું પરદેશી કાપડ પહેરવું નહી.

આપણા હિંદમાં અમદાવાદ તથા મુંબઈમાં ઘણી મીલોછે. જ્યાં જથાબંધ અનેક જાતનું કાપડ બનેછે. અલબત તે કાપડનો પરદેશી કાપડ સાથે સરખામણી કરતાં ઉતરતું હોય તોપણ આપણા સ્વદેશની આબાદી કરવા માટે તે માલ વાપરવોજ જોઈએ.

ભલે તે કાપડ સફાઇવાળું ન હોય અગર હલકા સુતરનું બનેલું હોય જાડું અથવા પાતળું હોય પણ સ્વદેશી માલને ઉત્તેજન આપવું એ સર્વની ફરજ છે. તેથીજ આપણા દેશની લક્ષ્મી આપણા દેશમાં રહેશે. તે માટે દરેક માણસે સ્વદેશી કાપડ પહેરવાની પ્રતિજ્ઞા લેવી

કાપડ સિવાય બીજી અનેક વસ્તુઓ પરદેશથી આવેછે. જેવી કે ન્હાવા ધોવાના સુગંધીદાર સાબુ કાગળ તથા બીજી અનેક જાતનો સામાન વિગેરે ઇત્યાદી. તેમાંથી જે જે આપણા ચીજો દેશમાં બનતી હોય તેજ વાપરવી.

જાપાન, જર્મની તથા અમેરીકા જેવા દેશોમાં એવો કાયદો છે કે દરેક માણસે પોતાના દેશમાં બનેલી સર્વ ચીજ વાપરવી. ને કારણ થીજ તે દેશ કેવો ધનવાન! કેવો સુખી! છે, તેનો ખ્યાલ કરો, શું? તેઓ આપણા દેશની કોઇ પણ ચીજ વાપરેછે? ના તો પછી આપણેજ મુર્ખ કે તે લોકોના દેશની ચીજો આપણેજ વાપરીએ છીએ; આપણેજ પોતેજ તેઓને ઉન્નતી આપીએ છીએ ત્યારે તે લોકો એમ જાણેછે કે હિંદુસ્તાન (વર્થલેસ)એટલે નકામું છે. તો આપણે મુર્ખ છીએ, કે તે લોકોના દેશની, તેમના હાથથી બનેલી સર્વ ચીજ આપણે ઉમંગથી વાપરીએ છીએ આપણે પોતેજ તેમને ઉન્નતી આપીએ છીએ, આપણે પોતેજ આપણા દુઃખનું જ કારણ છીએ, આપણે પોતેજ આપણા દેશનું બુરૂં ઇચ્છીએ છીએ આપણને પોતાના દેશનું અભિમાન નથી તો પછી કોને હોય.

જો હિંદુસ્તાનમાં એકે એક માણસ સ્વદેશી કાપડ પહેરવાની પ્રતિજ્ઞા લે તો આશા છે કે ફક્ત છ મહિના માંજ આપણો દેશ સુખી થાય

આ એક નજીવી શીખામણ દરેક હિંદ વાસીએ લેવીજ જોઇએજ. અને તેમાંજ આપણા હિંદની ઉન્નતી છે. માટે દરેક માણસે સ્વદેશી કાપડ પહેરવુંજ જોઇએ, અને પોતાના ઘરમાં સ્ત્રી તથા છોકરાંને પહેરાવવું જોઇએ કાપડ સિવાય બીજી દરેક ચીજ સ્વદેશી બનાવટ ની વાપરવીજ જોઇએ. અત્યાર સુધી ઉંઘમાં ગયું હવે જાગો, તમારા દેશમાંથી કરોડો રૂપીઆ પરદેશમાં જાયછે, તે જતા અટકાવવા માટે સ્વદેશી વસ્તુઓજ વાપરો, તમારા સ્વદેશની ખાતર સ્વદેશી વ્રત ધારણ કરો, તમારાં હિંદને માટેજ પરદેશી વસ્તુઓને તિલાંજલી આપો. તમારે તથા તમારી ભવિષ્યની પ્રજાને સુખી થવાનું આ બીજુ પગથીયું છે.

## બાળલગ્ન.

બાળલગ્ન નો રિવાજ ઘણી ન્યાતોમાં છે, તે બુરો રીવાજ ઘણા જુના વખતથી ચાલતો આવેછે. બાળલગ્ન એટલે શું? નાની વયમાં છોકરા તથા છોકરીઓનાં લગ્ન કરવાં તે. બાળલગ્ન કોને કહે છે? છોકરા તથા છોકરીઓ પોતાની અણસમજણમાં લગ્ન એટલે શું એ જે જાણતાં નથી તેને બાળલગ્ન કહેછે. આવા બુરા રીવાજો

માતાઓ કેડમાં લઈ ફેરા ફેરવેછે. ગોલ્લાની ન્યાતમાં પણ તે રીવાજ છે;(પણ તે બે ન્યાતો વાણીઆ બ્રાહ્મણ કરતાં હલકી છે.) તોપણ તે રીવાજ વાણીઆ તથા બ્રાહ્મણ જેવી ઉંચ ન્યાતોમાં પણ છે. અને ખાસ કરીને ખેડાવાળની તથા કાઠીઆડમાં ઘણી ખરી ન્યાતોમાં સેંકડે પચાસ ટકા, પૈસાના સ્વાર્થી પીતાઓ પુત્રીને નાના છોકરા સાથે યા કન્યાથી પંદર કે વીસ વરસે મોટા માણસની સાથે કન્યાના રૂપીઆ લઈ પરણાવેછે.

આવા લગ્નના રીવાજ ગુજરાતમાં જુના સમયથી અત્યાર સુધી ચાલતો આવેછે. તો આવાં બાળલગ્નથી શું થાયછે? ધારો કે કન્યાની ઉમ્મર પંદર યા સત્તર વરસની છે, તેની સાથે લગન કરનાર છોકરાની ઉમ્મર બાર અથવા તેર વરસની છે, તે છોકરાને સંસાર બાબત કંઈ પણ ગ્નાન હોતું નથી તે છોકરી ઉમ્મર લાયક છે, તેને પોતાના પતી તરફનું સંસાર સુખ હોતું નથી, તો તેની વૃતી દુરાચાર તરફ દોરાશે, તે છોકરી તેનાં માત પીતા ન જાણે તેવી રીતે છુપો (વ્યભીચાર)ો કરતાં શીખસે તેથી તે છોકરી ખરાબ ચાલની થાયછે, આ શું? એજ બાળલગ્નનુંજ પરીણામ, દાખલા આપવાની જરૂર નથી કારણકે (આ જમાનામાં એવા ઘણાજ ગોટાળા થાયછે, અને આપ વાંચકો જોતા પણ હસોજ.)

હવે ધારો કે છોકરાની ઉમ્મર સોળ યા સત્તર વરસની છે ત્યારે તે પરણેલી છોકરીની વય વીસ વરસનીછે. તે છોકરી ખરાબ મારગે દોરાયેલી તો હોયજ ! તેનો પતી ઉમ્મર લાયક થવાથી સંસારમાં

જોઇએ છે, સોળ સત્તર વરસ એટલે શું? તે સમયમાં દરેક મનુસ ના શરીર નો બાંધો બંધાવાની શરૂઆત થાયછે, તે પહેલાં તો છોકરાઓના લગ્ન કરવામાં આવેછે,(આવાં અનેક બાળલગ્ન આ ગુજરાતમાં થાયછે.) આવાં બાળલગ્ન કરી તેમના માત પીતાઓ આનંદ માને છે. પણ તેઓ પોતાના પુત્ર તથા પુત્રીઓનુ નિકંદન કાઢવાનું મુળ રોપે છે. પાછી વય થતાં પહેલાં સંસાર વહેવારમાં લાગુ થાય છે. અને તેનાથી દિવસે દિવસે છોકરો શક્તિહીન બનતો જાય છે. અશક્તીથી જીર્ણ જ્વર લાગુ પડેછે ને તે જ્વરથી ક્ષયરોગની શરૂઆત થવા માંડેછે. અલબત તે રોગ દેશી વૈદોના દવા વાપરવાથી નાશ પામે છે. પણ ક્યાં આજ કાલના છોકરાઓ દેશી દવા ખાય છે, વૈદ તેમને ચા પીવાની ના પાડે, ખાટું ખાવાની ના પાડે, તો ધારો મા-બાપના દેખતાં નખાય પણ ક્યાં બજારમાં હોટલો નથી. જે ચીજ જોઇએ તે તૈયાર મલેછે. તેપછી દવાના અસર નથાય. તો શું થાય નકરે નારાયણને દૈવયોગે તે છોકરો ને રોગથી મરણ પામે. ( આજ-કાલ તમે ક્ષયરોગથી થતાં ઘણાં મરણ જુવોછો. )

તો પછી છોકરીની શીદશા તે વીધવા થઈ તો આવી બાળ વિધવાઓ કે જે વીસ વર્ષની અંદરની હોય તેનું શું કરવું. આવી રીતે બાળ વિધવાઓ નથાય—તેને માટે દરેક ન્યાતમાં એવો રીવાજ થવો જોઇએ કે છોકરા તથા છોકરીનાં પુખ્ત વયે લગ્ન થવાં જોઇએ.

પુખ્ત વંય કોને કહેવી—છોકરા કરતાં છોકરીની ઉમ્મર ચાર વર્ષે નાની હોવી જોઇએ. છોકરો વીસ વરસનો હોય અને છોકરી સોળ વરસની હોવી જોઇએ. તો આ પુખ્ત ઉમ્મર કહેવાય.

# વિદેશ જતી લક્ષ્મીને અટકાવો.

( ઠંડી ગઝલ. )

અરે ઓ હીન્દના હીરા, હવે તો તમો જાગો;
તમારા સ્વાર્થને માટે, હવે તો તમો જાગો.
તમારા દેશની લક્ષ્મી, બધી પરદેશ જાએ છે;
તમારી આંખ ખોલીને, વિદેશે લક્ષ્મી જાએ છે.
તમારા સ્વાર્થને માટે, તમારી આંખ ખોલીને;
બની એદી અને કાયર. સુતા છો સોડ તાણીને.
લુંટાવી દેશની લક્ષ્મી, તમો નીરધન થવા બેઠા;
લઇને દેશની લક્ષ્મી, વિદેશી ધનવાન થઇ બેઠા.
બનો નીજ દેશ ભીમાની, સ્વદેશી માલ વાપરવો;
બનીને એક સંપીલા, વિદેશી વસ્તુઓ ત્યાગો.
અરે ઓ હીન્દના તારા, હવે તો તમો જાગો;
તમારા સ્વાર્થને માટે. તમારી આંખ ખોલીને

# હોટલના માલીકોને વિનંતી.

અરે ઓ હોટેલવાળાઓ, દયા કંઈ દીલમાં લાવો;
કરો છો એકના બમણા, દયા કંઈ દીલમાં લાવો.
વશીકરણ મંત્ર દેખાડી, અમોને વશ કીધા છે.
તમારા સ્વાર્થને માટે, બધી આલમ બગાડો છો;
દયા કંઈ દીલમાં લાવી, તમારો ધંધો ત્યાગી દો;
અમારા સુખને માટે તમારો ધંધો ત્યાગી દો.
તમોએ હોટેલ ખોલીને, કીધી છે ખાંડ પણ મોંઘી;
તમારા પાપને લીધે, મળે છે દુધ પણ મોંઘું.

# એક વૈદરાજને ત્યાં જનરલ ખટપટ.

એક છોકરો—વૈદરાજ, જરા નાડી તપાસોને.
વૈદરાજ—(હાથમાં નાડી લઈ પંચેક મીનીટ વીચાર કરી)
કહેછે—ભાઈ, તમને શરીરમા અજીર્ણ તાવ રહેછે.
છોકરો—અજીર્ણ તાવ રહેવાનું કારણ ?
વૈદરાજ—શરીરમાં નબળાઈ રહેછે તેથીજ.

છોકરો—નબળાઈ થવાનું કારણ ?
વૈદરાજ—તમો પરણેલા છો કે કુંવારા ?
છોકરો—પરણેલો છું.

વૈદરાજ—એજ ખરાબ રીવાજ આપણા ગુજરાતમાં છે, કે છોકરાઓનાં બાળવયમાં લગ્ન કરવામાં આવે છે. તે રીવાજ બંધ થાય તો, પછી તમે નબળાઇની બુમ મારો છો, તે નબળાઇ શરીરમાં રહેજ નહિ. તમો પરણીને તમારી નાની વયમાં, સંસારમાં લાગુ થાવ છો, તમારી પાકી વય થયા પહેલાં, તમો તમારા હાથેજ, તમારા શરીરની ખુવારી કરો છો. જો તમારી પુખ્ત વયે, (એટલે વીસ વરસ પછી) લગ્ન થયું હોત તો તમે જે આ નબળાઇની ફરીયાદ મારી પાસે કરો છો તે કરવી પડત નહી. ને તમારે અમારૂં ઘર પણ જોવું પડત નહિ.

છોકરો—અને મારી છાતીમાં દુખાવો થાય છે, તે પણ નબળાઈનુંજ કારણ હશે કેમ ?

વૈદરાજ—હા. બાળવયમાં લગ્ન થાય તેથી તમારા શરીરનો

રાજા 'વીર્ય' તેનો તમો નાશ કરો છો અને વિશેષમાં વળી તમો દીવસમાં દસ બાર વખત ચા પીઓ છો. તેથી તમારી ધાતુ નબળી પડતી જાય છે. અને તેથી તમારા શરીરમાં નબળાઈ વધતી જાય છે. અને તે નબળાઇથી જીર્ણજ્વર લાગુ પડે છે. ખાધેલું પચતું નથી. વળી જઠરાગ્નિ મંદ પડે છે ને વળી સંગ્રહણી જેવો રોગ લાગુ પડે છે. જીર્ણ જ્વર જો શરીરમાં ઘર કરે તો ક્ષય રોગની શરૂઆત થાય છે. ને નબળાઈથી શરીરના સાંધા પણ દુખે છે અને ઘણા માણસો ક્ષયરોગના ભોગ બની નાની ઉંમ્મરમાં ગુજરી જાય છે.

છોકરો—હવે સારી દવા આપો.

વૈદરાજ—લ્યો આ દવા ( દવા આપે છે ) દવા આપીને કહેછે; ખાટું ખારૂં વિશેષ ખાસો નહિ. ને ચા પણ ન પીઓ તો સારૂ. ના ચા વગર તો નહિ ચાલે, બે ત્રણ વખત પીશ, ઠીક જાવ. ( જાયછે )

બીજો માણસ—વૈધરાજ મને પરમીયો થયોછે. માટે ભાઈ સાબ કંઇ એક દમ ફાયદો થાય તેવી દવા આપો

દવા આપે છે.

જુઓને આખા શરીરે ગરમી ફુટી નીકળી છે.

વૈદરાજ—એ વધારે ચા પીવાનું કારણ છે. માટે ચા છોડી દયો. તો સારૂં થશે.

નંદશંકર કરીને એક ચાળીસ વરસનો માણસ બેઠેલો હોયછે તે બોલે છે વૈદરાજ દીન પ્રતીદીન નવીન રોગોની આ જમાનામાં વૃદ્ધિ થતી જાય છે. જુના વખતમાં તો આવા રોગો નહતા. ને આજકાલ તો કોઇને પરમોચો, તો કોઇને તાવ, કોઇને ઝુખામ, કોઇને ગરમી, કોઇને કમ્મર ના ભાગમાં દુખાવો એવા એવા રોગ વાળા આવેછે.

વૈદરાજ—દીવસમાં દશબાર વખત ચા પીયા કરે તેથી ખોરાક ખવાય નહિ. ને ધાતુ નબળી પડતી જાય તેથી શરીરમાં નબળાઈ વધેછે ને તે કારણથીજ રોગનું ઘર થાય. વીશ વરસના છોકરાને નબળાઈ શી ? એ બધો કળીયુગનો પ્રભાવ છે. ને વળી નાની વયમાં લગન થાયછે. તે પણ બંધ થાય તો સારૂં. બધા લોકો મોઢેથીજ બોલેછે પણ પોતાને વેર વખત આવે કોઇ વર્તતું નથી.

નંદશંકર—વળી દીવસે દીવસે ઘી પણ મોઘું થયું. વળી

દુધ બે પઇસે શેર મળતુ હતું તે ત્રણ આને શેર મળેછે. ઘી અને દુધ એજ મુખ્ય ખોરાક છે એમાં બધું તત્વ રહેલું છે. પણ જેને પંદર કે વીસ રૂપીઆનો પગાર મળતો હોય તે શું ખાય. એટલે શાંતીલાલ નામનો ગ્રહુસ્થ બેઠો હતો તે બોલ્યો. શું કાકા, લોકો પોતાના મોંથીજ વાતો કરી જાણે, કે મોંઘવારી તો થઇ પણ થાય કશું નહિ બધા આળસુ થઇને બેસી રહે તેમાં શું ભલીવાર આવે. મોંઘવારી કરનાર આપણે પોતેજ છીએ. તમારા ગામમાંથી દુધ ડેરીમાં જાય છે. પછી દુધ મોંઘુ મળે તેમાં નવાઈ શી? ને ઘી પણ મોઘું થાય તેમાં અજાયબ જેવું શું ડેરીવાળાઓ પાણીના ભેગ વાળું દુધ ઉઘરાવી લઈ જાયછે તેનું ક્રીમ બનાવી મોટાં મોટાં શહેરમાં વેચેછે. ગામમાં ધનવાન ઘણા પડયા છે. તેમને બીજાની શી પડી હોય? તે તો જે ભાવ દુધ તથા ઘી મળે તે લાવીને ખાય. જો હમણાં ગામમાં મહાજન તરફથી સખત બંધી થાય કે કોઇપણ દુધવાળાએ ડેરીમાં દુધ આપવું નહિ. ને જે લોકો દુધ ઉઘરાવી ડેરીમાં વેચેછે તેને પણ આપવું નહિ.

એવી મહાજન તરફથી સખત બાંધી થાય તો હમણાંજ રૂપીઆનું બશેર ઘી થાય ને ચાર પઈસે શેર દુધ મળે. પણ કોઈ કોઇને કોઈની નથી પડી. મોઢેથી વાતો કરવી છે. આવી એક નજીવી બાબત ઉપર કોઈ ધ્યાન નથી આપતું. પછી દુખી થઇએ એમાં નવાઈ શી? પોતાના ઘરમાં તો સંપ મળે નહિ, વળી એક ગાંમનાં માણસોમાં સંપ નથી. તો પછી હીદુસ્તાનની તેત્રીસ કરોડની વસ્તીમાં સંપ ક્યાંથી હોય. વળી ન્યાતનોજ માણસ પોતાની નાતના માણસ સાથે પ્રેમભાવ ન રાખે તો પછી સુખી શી રીતે થવાના છો ?

જે મળે તેમાં સંતોષ માનવો. ને ખાઇપીને આનંદ કરવો એવા વિચારના ઘણા માણસો છે પણ પોતે આગળ વધવાના ઉપાયનો વિચાર ન કરે તો ધનવાન ક્યાંથી બનો આપણા દેશની યુરોપ સાથે સરખામણી કરો તે લોક કેવા ધનવાન કેવા ઉધમી છે. ત્યાં સેંકડે પચાસ માણસ મોટરોમાં ફરે છે તે લોકો આપણા દેશના પૈસાનો ઉપયોગ કરે છે, માટે તે લોકોની બુદ્ધી સાથે સરખામણી કરીને ચાલીએ તોજ સુખી થઇએ નંદશંકર– આપણા લોકોની અક્કલ મારી ગઇછે(હ્યોસાહેબજી)

# ગરમા ગરમ ગઝલ.

અરે ઓ ચા પીનારાઓ, રહસ્ય વિચાર તો લાવો;
નથી કંઈ ફાયદો ચામાં, તમો કુટેવ છોડી દો.
કરે છે લોહીનું પાણી, બનાવે ધાતુ બધી નબળી;
કરે બીગાડ લોહીમાં, કરે રોગો તણી વૃદ્ધિ.
સુકોમળ કાળજાં બાળે, જઠર અગ્ની કરે ઠંડી;
અફીણનો પાસ આવે છે, હળાહળ ઝેર છે ચામાં.
બન્યા છો કેમ દીવાના, ફસાયા કેમ ફંદામાં;
વડીલ વૃધ્ધો તમારા સૌ, ન તેનો સંગ પણ કરતા.
તમો શોખીન પુરા ચાના, પીતા પંદર ડબ્બલ પુરા;
ગુમાવો છો બધી શકતી, તમારી કુટેવ છોડી દો.
ચાખીને સ્વાદ બહુ સારો, ચઢ્યા છો કેમ ચગડોળે;
બનો નિરમાલ્ય શક્તિહીન, તમો કુટેવ છોડોને.
કરો વિચાર અંતરમાં, નથી કંઈ ફાયદો ચામાં;
વધુ વિવેચન નહિ [illegible]ો, લખ્યો હેવાલ ટુંકામાં.

# સુધારાની સીસ્ટમ.

દેખાદેખી શીખ્યા સઘળા, જુની સીસ્ટમ છોડી છે.
ઘરનું ખાવાનું નહી ગમતું, હોટલમાં મન દોડે છે.
તેલ અત્તર માથામાં નાખી, વાળ તમે ધોળા કરતા.
ત્રીસ વરસની ઉમ્મર તોએ, બુઢ્ઢા જેવા દેખાતા.
સુધારાનો શોખજ લાવી, ખોટા શોખજ શીખો છો.
સુધારાનો શોખજ લાગ્યો, અડધી મુછો રાખો છો.
સ્વદેશી ચીજો બોયકોટ કરીને વિદેશી વસ્તુ વાપરતા
મનમાં મગરૂબી રાખીને સ્ટીક હાથમાં લઈ ફરતા.
સુધારાનો શોખજ છોડી ખરાબ વસ્તુ ત્યાગીદો
દારૂમાં નહી બાધ ગણીને, વીસ્કીના બોટલો તોડો;
વરસાદામાં પાર્ટીન આપો, નાટકમાં નાણું ખરચાય
અપંગ આંધળો પઈસો માગે, સાલા કહીને દેતા ગાળ.
સુધારા એ કુધારા સઘળા, સુધારે વળશે સત્યાનાશ.
હૃદય ચાહો જો દેશતણું, ચાહો સુધારા સઘળા ત્યાગીદો.
હૃદય ચાહો જો દેશતણું તો વિદેશી વસ્તુ ત્યાગીદો.